२३९२

** ગાયનરૂપી **

# भानुमतीस्त्री चरित्रनाटक.



( ઓપેરા )

જુદા જુદા રાગ રાગણીમાં બનાવેલાં તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

## बु. माहादेव रामचंद्र

**********************



**********************

## अमदावादमां

ત્રણદરવાજા નજીક સમસુદીન હસનઅલીના
મકાનમાં આ સત્યોદય પ્રેસમાં
**મગનલાલ મનસુખરામે છાપ્યું**



સંવત ૧૯૪૧ સન ૧૮૮૫

કિંમત બે આના

# ભાનુમતી ચરીત્ર નાટક

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

(સ્થળ ભોજરાજાની સભા.)

પાત્ર.

ભોજરાજા. ... ... ... ઉજયણનો.
માણકચંદ ... ... ... પ્રધાન.
(સભાજન તથા સીપાઈયો વીગેરે)

---

### ઇશ્વર પ્રાર્થના.

( નૈનસે તલવાર ઝરી એ રાગ. )

જગત નીવાસી રૂપ ગુણ રાશી, ભય ભંજન વારી;
આજ અમારી અરજ સુણજો, રે ભવ દુઃખ હારી.
જગત વંદના કરૂણા શીધું, ખલકપતી બાપા.
હઇ કર જોડી અરજ કરૂં, હાંઇ જ્ઞાન રસ પાપા
દીન બંધુ તારક ભવ જળના વીસ્વ વીધા તારી; જગ.
આણે સમે જે અરજ અમારી, છે રાખણ હારા,
નીજ પદને વીચારી ઉરમાં લેજયો હો પ્યારા;
ગુણ ગાવા પ્રવેસ વીશે સૌ આવ્યા આ ઠામે,
જય જય જય છેરે જગ તાતા પુરજો મન કામ,
ખલકપતી આ ખલક વીશે અમને આશા તારી જગ.
વીશ્વાસે વળગે જન સરવે, નારીને વાંસે;
તેનું પારખુ આ નાટક જોવાથી સમજાશે,
ખેલ ખુદરથી કેવો કર્યો છે, કળે નહીં કોઇ,
અણુ સમજુ નર સરવે સમજે આ નાટક જોઇ.

કાશીરામ આ અરજ કરે છે, હરી ઉરમાં લેરી;
જગ નીવાશી રૂપ ગુણ રાસી.



## પ્રવેશ બીજો પ્રારંભ.

(સ્થળ ભોજ સભા.)

પાત્ર.

| | | | |
|---|---|---|---|
| ભોજ રાજા | ... | ... ... | ઉજણનો |
| માણેકચંદ | ... | ... ... | રાજાનો પ્રધાન |

(સભાજન તથા સીપાઈઓ વીગેરે)

(ગાનીહું મે નાચ સદા કામહે મેરા એ રાગ.)

**રાજા**—પ્રધાન મારા સાંભળોને વાત મારી.
સુખી કેવી આ સમે છે રૈયત મારી;
જોવી ચરચા તે તણી છે મારે આણે દંન,
નીશા વીશે પરવરો લેઈ સાથે જંન.

**પ્રધાન**--કહોતે હાજર કરૂં હું વચન શ્રીમહારાજ,
દ્રષ્ટે દેખોજયાંહરે તો થાય રૂડું કાજ;
પધારો નીશા સમે જો આપે મારી સાથ,
નગર ચરચા જોઈ ઘેર આવીસું પરભાત.

(રાજાને પ્રધાન નગર ચરચા જોવા જાયછે, ને એક બ્રાહ્મણને ત્યાં ફરતા ફરતા આવી ઉભા રહે છે.)

## પ્રવેશ ૩ જો.

(સ્થળ બ્રાહ્મણનું ઘર.)

પાત્ર.

| | | | |
|---|---|---|---|
| કુરણાશંકર. | ... | ... | બ્રાહ્મણ. |
| મહામતી... | ... | ... | તેની સ્ત્રી. |
| ચોર... | ... | ... | ચોરી કરનાર. |
| રાજાભોજ તથા પ્રધાન. | | ... | ચરચા જોનાર. |

(નગર લોક વીગરે)

(રાગ આખા હરણનો.)

**મહામતી**-શું કરવા જાઓછો ભાગી,

કહેછે ચોરને દેખીજે.

મને માયા તમારી લાગી.

મારી પાસે આવોને આ દીશ,

જોડું દુભુતો વચમાં ઈશઃ

વીવા વરઘ પુરૂષથી થયો,

મારો જનમ અકારજ ગયો.

મોકલ્યા ઈશ્વરે આ હાર;

હું કરવા ઈછુ ભરથાર.

**ચોર**—તુજ પાસે હું આવું જયારે,

તાહારા સ્વામીને પેહેલો મારે;

કહુ સત્ય વચન આણે ઠામ,

છતે સ્વામી ન ચાલે હામ.

**મહામતી**—મુને પ્રતીજ આપે જો તુય,

હણુ સ્વામી આ વેળાએ હુંય;

**ચોર**—તારા સ્વાંમીનું છેદે તું સીશ,

તુંને તજું નહીં કોઈ દીશ;

તુજ મુજ વચે શ્રીરામ,

તુંને દુંભુ જો આણે ઠામ.

**સ્ત્રી**—જો જો વચન ચુકતા આજ

તમ માટે કરૂં નાથ પ્રાજ.

---

(એવું કહી પોતાના સ્વામીનું ગળુ દબાવીને માર્યો. ને ભીલની સાથે ગ્રહસ્થાશ્રમ આચર્યો એ ચરચા રાજા તથા પરધાન બારણે ઉભા ઉભા જુવે છે. જેવો ભીલ બારણે નીકળેછે કે રાજાએ મુસ્તક છેદયુ કે પેલી સ્ત્રી ઓચીંતાંની બુમ પાડી રૂદન કરવા લાગે છે)

---

(રાગ વઈદરભી વનમાં વલવલે.)

**મહા.**—આસું થયુરે મારા નાથજી, ઓચીંતાનું વીઘન

ચોરે ચોરી માંહે હણ્યું, સ્વામી રૂપીરે ધન આશ. ૦૧

સેવારે કરતી પ્રીતથી જાણું ઈશ્વર તુલ્ય,
કેમ નથી આજ બોલતા, એવી પડી ભુલ. આ૦ ૨
મંદીર ખાવા ધાયછે, તમ વીના સ્વામીન,
કેમ કરી અને જસે સ્વામી દોહલા દીન. આ૦ ૩
તમરે વીના મારૂં જીવતું નાથ વ્રથા કહેવાય;
સેજે સુવુંને સાંભળો મારૂં રદય કોરાય. આ૦ ૪
ચોર દુસમન કયાંથી આવીઆ લેવા તમારો પ્રાણ;
સેવા કરીશ કોની હેતથી નાથ વીનાની જાણ. આ૦ ૫
સતીરે થાઉં હું આ સમે બળું લેઈને સાથ;
જીવત ઝેર થયું મને, સત્ય માનજો નાથ. આસુ૦ ૬

(એવું સાંભળી આડોશી પાડોશી ભેળાં થઈ તેને બાળ-
વા લીધો.)

—o—

## પ્રવેશ ૪ થો પ્રારંભ.

(સ્થળ મશાણ.)

પાત્ર.

| | | | |
|---|---|---|---|
| નગર લોક | ... | ... | ...લોગુ |
| સબ | ... | ... | ...બ્રાહ્મણનું મડદું. |
| મહાસતી | ... | ... | ...તે બ્રાહ્મણની સ્ત્રી ...સતી થાય છે તે. |
| શીપાઈ | ... | ... | ...રાજાના |
| રાજા | ... | ... | ...ભોજ. |
| પ્રધાન | ... | ... | માણેકચંદ. |

(સ્ત્રીયો વીગરે.)

(રાગ બીહાગ. ઉભીઆ કેમ અપાય એ જોગીડાને
ઉભીઆ કેમ અપાય એ રાગ)

**સતી**—માગો નગરનાના લોક,
આ મારી પાસે માગો નગરના લોક;
હરખ તજી સોક સૌ;
મારી પાસે માગો નગરના લોક. ટેક.

આની વેગાએ સતી થાઉછું,
જાશે જ્યાં પુન્ય શ્લોક. સૌ મા૦ ૧

---

સીપાઈ-ખડીભાષા. અરે ઓ બમન, સતીકુ જલાઓ મત તુમ, માહારાજાને નહીં દિયાહે ઈશ બખત હુકુમ, આ વાહે મહારાજા અહીંયાં સુનો એ સર્વે જન મહ.સતીકુ જાનકે કરનાહે દરશન.

(એટલામાં રાજા આવે છે. સતીને જોઈને ક્રોધમાં ગાયન કરે છે. )

---

( નકર લાલદેવ ઈસ્તરાકે કલામ એ રાગ )

રાજા—અરે ઓ સુણ માહરી વાણુ,
તારા દર્શને હુ઼ો આવ્યો તે જાણ;
ખબરદાર જો દેહ બાળી તું,
એંચુ બાલ પાછી કઢાવીને હું. ૧
મુઓ નાથ તારા જે ગઈ રાતમાં,
પડી ગમ મુજને તો એ વાતમાં.
તું જેવી સતીઓ જો જુગમાં થશે,
ખરે મેદની ભાર અહી ત્યાગશે. ૨
મુકી ઢોંગને ઘેર જાઓને આજ,
નહીતો થશેજી આ વીપરીત કાજ;
સતી—ન ખાળો સતીને તમો આણે દન,
નહીતો થશેજી મોહોટરૂ વિઘન. ૩
મુકી માનને ઘેર જાઓજી આજ,
નહીતો ખોશો લાખ ટકની લાજ;
રાજા—અરે કોણ મારી છે લેનાર લાજ,
સદા સત્યવાળુ છે મારૂંરે રાજ. ૪
નિતિ ધર્મના પંથ સૌ જન સાથ,
તે માંહે રહીને તેં કીધો અન્યાય.
સતી નાર સ્વામીને મારેજ કેમ,

કોની સાથ ન કરે કર્યું તેમ ૫
નથી સતીના સાથ માંહેજ તું,
જાને ઘેર સુખે કહુછુંજ હું;

**સતી**—કરો મુજ સાથે ન માહારાજ મામ,
સુખથી થવા દોને માહારૂં કામ.
નથી નારીયો છેડવા માંહે સ્વાદ,
ઞીતે નહી કોઈ કરતાંજ વાદ;
નીજ નારીને રાખી શકે ન જેહ,
તો પારકી કેમ રાખેજ તેહ. ૭

---

(રાજાડે મેં કામકા ઔર ઈંદર મેરા નામ એરાગ)

**રાજા**—સત્ય કહો સુલક્ષણી, હું નમુ તમોને પાય;
આ પરીક્ષા શીખવો, મુને પુત્ર જાણીને માય. ૧

**સતી**—ભેદ ભાગું હું જે ઘડી તે, કોપો જો રાજન;
સેજ વાતમાં થઈ જાય, કાંઈ અતિઘણું વિઘન. ૨
તે માટે મુજ હાથમાં જો, વચન આપો આદીશ
ચરચા દેખાડું ખરી સૌ, સાક્ષી શ્રી જગદીશ. ૩

**રાજા**—જથારથ મુજ તે કહો, જવી હોય તેવી વાત;
કોપ કરૂં તે વાતમાં, તો વચન આ છે હાથ. ૪

(એમ કહી રાજાએ હાથમાં વચન આપ્યું.)

---

( રાગ ઉપર પ્રમાણે )

**સતી**—જાઓ તમે ઘાંચણુ ગેહ, ત્યાં મળશે તમને ભેદ
ક્રોધ સમાવી જો રેહશો, તો ટળશે મન નિરવેદ;

**રાજા**—સતી મુજને સત્ય, કહ્યું તમે જે વચન;
નામ શું ઘાંચણુ તણું, ને ક્યાં તેનું ભોવન. ૨
જથારથ સાચુ કહે, જો મુજને આણે દીન;
આણી વેળાએ તમારો, જીવાડુ સ્વામીન. ૩

નવજોબન તેને કરૂં, આ વેળાએ આજ;
નરનારી તમે નગર વિશે, કરો મન ગમતાં કાજ.
**સતી**—ગાંગલી છે તે તણું, કાંઈ નામતો પ્રસિદ્ધ;
ચતુર નારી છે ઘણી, કામ ઘણાં કીધ. ૫
વિદ્યા સર્વે તે ભણી છે, મારણ મોહન જાણ;
તેને મોહોલે જઇ રહો, ઉજેણીના જાણ. ૬

---

(એવું સાંભળી રાજાએ તેના સ્વામીને અમૃત છાંટી સજીવન કર્યો અને રથમાં બેસારી તેને તથા તેના સ્વામીને ઘેર મોકલ્યાં.)



# પ્રવેશ ૫ મો. અંક ૧ લો

## સ્થળ ગાંગલીનો મેહેલ.

પાત્ર.

| | |
|---|---|
| ગાંગલી ... ... ... ... ... ... | બાંચણ |
| રાજા. ... ... ... ... ... ... | ભોજ. |
| માણેકચંદ ... ... ... ... ... | પ્રધાન |

---

(રાગ સારંગ)

નવલ લાડીલી રાધીકા, એ રાગ.

**રાજા**—મદ મન હરણી માનુંની,
સતી મદ મન હરણી માનુની;
સુણય વાણ્ય મારી ગતી કરીણી,
સતી મદ મન હરણી માનુની. ટેક.
ચહાયતો મારો ચહાયતો જીવાડો,
ચહાય ઉડાડો તરણી, સતી મદ૦

ઓએ શીશ તમારે મુકી,
માગું વચન મતી હરણી- સતી મદ૦

ધાંચણ-શું રે કહો સતવાદીયા,
આજ શું રે કહો સતવાદીયા;
કેમ બોલ કહેતાં લાજ્યા,
આજ શું રે કહો સતવાદીયા. ટેક.
જે કહો તેતો કરૂ હાજર,
બેણુ તમારૂ રાજ્યા. આજ શું રે૦
વચન આપો તમે મુને હાથે,
નવ કરોધ કરો રસ ભીજ્યા આજ૦

રાજા—નવ કરોધ કરૂં કેઈ કાળમાં,
નવ કરોધ કરૂં કોઈ કાળમાં;
કરોધ કરીને કોપુ તો,
તરત પડુ નર્ક દ્વારમાં. નવ૦

(એમ કહીને વચન આપ્યું કે ધાંચણ હશીને કહે છે)

—

(રાગ ઓધવજીના સંદેશાનો)

ધાંચણ-વચન સુણો મારૂં માહારાજા આ સમે,
તમને ભાગુ પુછયા કરો ભેદજો;
ધીરજતો ધરજોરે મનમાં અતી ઘણી,
તો ટળશે કાંઈ મન તણો નિરવેદજો. વચ૦ ૧
જળધશીંહ રાજા તે કામરૂ દેશનો,
તેને તમારી રાણી સાથે પ્રીતજો;
રાણીએ પણ તનમન સોંપ્યું તેહને,
મળવું એને શીરને સાટે નિતજો. વચન૦ ૨
ચરચા જાવી હોય જો તેની મન વિશે,
તો હુ દેખાડુ તમને રાજનજો;
દીકરી તો પરણે તે રાજા તણી,
તમ રાણીને પોંખવાનું છે મનજો.

**રાજા**-દેખાડો મુજને એ તમો ત્યાં લેઈને,
તો હું કરૂં તમે કહો તે કાજજો;
એ વાતે ચુકુતો ઈશ્વર આણ છે,
પણ કરોને કામ એ મારૂં આજજો. દે૦ ૪

**ઘાંચ**-આજે રાતે વેહેલા પોઢો રાજવી,
નીંદ્રા કેરૂં દેખાડીને મીશજો;
લીંબુ મતરેલુ લેઈને હાથમાં,
તમ છાતીપર મુકવા હું આવીશજો. આ૦૫
લીંબુ મુકી ચાલીસુ અમો બે જણાં,
આવી ચહડશું આ આબલીયા ડાળજો;
પછવાડેથી વ્હેલા તમો આવજો,
ચહડી બેસજેત ચોક વિશે ભુપાળજો. આ૦૬
આંબલી સુધાં જાશું અમો એ દેશમાં.
એતો ઉડણ દંડ તણે પ્રતાપજો;
ચરચા તો જોજોરે સર્વે ત્યાં રહી,
દેખાડીશું પાસે રહીને આપજો. આજે૦ ૭



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ રાજાનો રંગ મેહેલ

પાત્ર.

| | |
|---|---|
| રાજા ... ... ... ... ... ... | ભોજ |
| રાણી ... ... ... ... ... ... | ભાનુંમતી |
| દાશી ... ... ... ... ... ... | રાણીની |
| ગાંગલી .... ... ... ... ... ... | ઘાંચણ |
| આંબલી . ... ... ... ... ... | ઝાડ. |
| દંડ .... ... ... ... ... ... ... | ઉડણ |



(રાણી તથા દાશી બેઠાં છે કે રાજા એકદમ જઈ બો! લ્યા વિના સુઈ રહયા ત્યાં રાણી કહે છે)

---

રાગ બેત.

(ખબર સારી રેનકા સુપના સમજ મનકે નહી અપના. એ રાગ.)

**રાણી-** કહો કેમ રાજ ઉદાશી, મુને સત્ય વેણ સુખ રાસી
કુસુમસમ મુખ કરમાલ્યું, કહોને દુઃખ શું આવ્યું.

**રાજા-** નીશો આજ મુજને ભારી, તેની લેહેર વ્યાપીછે સારી
તેથી, મુને નીંદ્રા આવે, બોલ્યુ અન્યનું તોનવ ભાવે

---

(એમ કહી રાજા મોંઢાપર સાલ ઓઢી સુઈ રહયો ને રાણી પણ સુઈ રહી છે, કે ગાંગલી પોતાના મંદીરથી નીકળી કે રાજાના રંગમેહેલમાં આવી કે પેલી રાણીનો હાથ રાજાની છાતીપર લીંબુ મુકી ઝાલ્યો, કે તુરત રાણી બેઠી થઈ અને પેલી આંબલીપર ચહડીને બે જણીઓ બેઠી કે રાજા તે નજાણે તેમ તેના ડાગાના ચોકમાં બેઠા ને આંબલી ઉડી.

---

# પ્રવેશ ૭ મો

## સ્થળ કામરૂદેશના રાજા જળધસંધનો મેહેલ

પાત્ર.

| | |
|---|---|
| આંબલી. . . . . . . . . . . . | ઉજનથી ઉડીઆવીતે. |
| ભોજ . . . . . . . . . . . . | ઉજનનો રાજા |
| ગાંગલી. . . . . . . . . . . . . . . | ઘાંચણ |
| ભાણુમતી . . . . . . . . . . . . . . . | રાણી |
| જળધસંગ. . . . . . . . . . . . | કામરૂદેશનો રાજા |

---

(ભોજ રાજા પેલી આંબલી જેવી છતરી કે તરત એક ઠેકાણે ગયા અને પછી પેલી ગાંગલી તથા રાણી બંને છ તરી રાજમેહેલમાં ગયાં કે જગધસંધ બોલ્યો.)

## રાગ લાવણી

( મેં ભરી નીંદમાં સુતી કીસીને લુટી એ રાગ. )

જળ-શી વાર થઈ જે મોડાં આવ્યાં આજ
જાણીને તમો ગયાંતાં સર્વે કાજ;
હું વાટ જોઈને થાક્યો સારી રાત્યે,
શું કરવાને અહીં આવ્યાં છો પરભાત્યે.
જે પ્રીત પીતળને સગપણ સોનું સાર,
તમો ઘેર રહીને રીઝવ્યો આજ ભરથાર.
ભાણુ-નવ મારો મરમના બોલ પ્રાણના પ્યારા,
વણ દીઠે નેત્રથી વહે નીરની ધારા;
તમ કારણ આવું રોજ રાતે આ ઠાર. ૧
પણ મનમાં લાવો નહી મેહેર લગાર,
તમ કારણ ડર નવ ધર્યો દીલની સાથ ૨
મેં ગણ્યો નહીં મન માંહે મારો નાથ,
હવે મારે મરવું નિચ્છે નથી ઉપાય, ૩
આ વિયોગ જ્વાળા ક્ષીણ પણ નહીં સહેવાય.

( સરપે આંખોપે કલેજેપે બેઠાવું-તુજકુ એ રાગ )

જળ-એ શું બોલી પ્યારી વેણ આજ તું
પડે થુંક તાર જ્યાંહે લોહિ પાડુ હું;
તું છે ચોર મારા ચીત કેરી સર્વદા,
મન હરણી મારી પ્યારી મુકીદે અદા;
નવ દેખું તુને જ્યારે પ્રીયા માહરી,
તલપે છાતડી ને પ્રાણ જાય નિસરી.
આવી પાસ મારી બેસોને ઉછંગમાં,
મળુ માનીતી હું આજ હુ ઉમંગમાં.

( એટલે રાણી રાજાને પાસે જાય છે કે રાજા તેના ગ ળ.માં હાથ નાંખીને બેસે છે ને રાણી કહે છે).

---

(સુનરે કાલે દેવરે તું સુન મેરી એક બાત. એ રાગ)

કહોને ક્યારે આવશેજી કુવરીકેરી જાન,

વેળા થઈ જાશે માટે કરવા જાઓ સનમાન.

જગ-તૈયારી છે જાનની તમો સજાને સો શણગાર;

પોંખો વરને પ્રીતથી તમે ઝટ થાવો તૈયાર.

(એટલામાં તોપોના બાર સંભળાણા કે રાજા ઉઠીને ગ યા ને રાણી પણ ગઈ,)



# પ્રવેશ ૮ મો. અંક ૧ લો

## સ્થળ જગધશીંહના શેહેરની બજાર

પાત્ર.

જસવનશીંઘ ... ... ... વરનો બાપ

પ્રધન ... ... ... જસવતશીહનો

(વર તથા જાનઈયા વિગરે તથા જગધશીંઘ સાથે વિગરે)

---

(વાજતે ગાજતે જાન આવે છે ને તે જાનમાં નાટારં ભ થાય છે ને તેને જાનીવાસે ઉતારીને જગધશીંઘ રાજા વિગરે પોતાને મોહોલે ગયા કે વરને વાઈ આવી કે વર નો બાપ કહે છે)

---

(અરે કોન હે તું તેરા ક્યાહે નામ)

અરે મીત્ર મારા સુણો આણીવાર,

આવી વાઈ કુવરને આણેઠાર.

હવે કેમ છાની રહે આંહી વાત,
કહો કેમ થાશેજીરે પરભાત;
બતાવો મુને ભેદ તેનોજ કાંઈ,
રહે વાત છાની કો જાણે ન આંહીં.

**પ્રધાન**—સુણો રાયજી વાત કહું આણીવાર,
તમારા પુછયાનો તો છેજ વિચાર;
કહાડો વર ખોળીને ભાડાનો આજ.
પરણાવો તેને તો થાયજ કાજ.
બાકીતો નથી બીજો અન્ય ઉપાય,
કહયો ભેદ મે તો સુણો મહારાય.

**જસવ**—અરે કોણ છે આ સમે આણે ઠાર,
લાવો વર ખોળી કરો નહી વાર;
માગે દામ જે મુખથી નિરવાણ,
કહી મુખથીને બોલાવોજ જાણ.

(એવું સાંભળીને શીપાયો ગયા તે થોડીવારે વર ખોળી લાવ્યા તે વર પંડે ભોજરાજાજ આવ્યા. તેને હજામત કરાવીને વરનો પોષાક પેહેરાવ્યો ને હાથમાં નાળીએર આપ્યું ને પરણાવા લીધા.



# પ્રવેશ ૧ લો અંક ૨ જો

## સ્થળ જળધશીંધનો મેહેલ.

પાત્ર.

| | |
|---|---|
| જળધશીંધરાજા ... ... ... | કામરૂદેશનો |
| રાણી પોંખનાર ... ... ... | ભોજરાજાની |
| ગાંગલી ઘાંચણ ... ... ... | રાણીને લાવનારી |
| ભાડાનો વર ... ... ... | ભોજરાજા |

મથનભટ . . . . . . . . . . . ગોર

(જાનઈયા જાનડીયો વિગરે સર્વે)

---

" વર ચઢાવો કરીને વરને તોરણે ઉભો કરે છે કે ભાણુમતી તથા ગાંગલી આવે છે તેમાં ભાણુમતી વરને પોંખવાને આવે છે ને વરને પોંખવાને જે આવીછે તે ભોજની સ્રી છે તે વખતે તેણે ભોજ રાજાએ પોતાના પુત્રને પરણાવવાને માટે જાને જવું તે સારૂં ભાણુમતીપોતાની જે રાણી તેને માટે સવા કરોડનું ચીર ને સવા લાખનું કાપડુ તેવોજ ભારે ચણીયો કરાવ્યો હતો તેજ પેહેરીને આ ઠેકાણે પોંખવાને આવી છે, મહા હરખમાં એ એટલામાં તેણે વરના સામું જોયું કે તરતજ તેનું મુખ ઉતરી ગયું ને ગાંગલીને કહે છે."

---

## (રાગ ઓખાહરણનો)

**ભાણુમતી**—સુણ ગાંગલી મારીરે બાઈ,
આજ વિપ્રીત વાત બનાઈ ૧
બાઈ જુલમ થયો આજ દન,
નોહે વર આતો રાજન. ૨
કાંઇ ચુક પડી તમને આજ,
તેથી બગડયું આપણું કાજ;
હવે મરણ આવ્યું તે જાણ્ય,
કાલે સવારે લેશે એ પ્રાણ. ૩

**ગાંગલી**—હું ન ચુકુ સુણો સર્વથી,
ખરો પીર એ રાજા નથી;
નીબુ મુક્યું છે રદય મોઝાર,
નથ જાગે રાજા કોઈ વાર. ૪

(જુમના આરે હે સખી ઝીલન ગઈતી  એ રાગ)

**ભાણું**-કહેસાચુગાંગલી કેમ થયું આ વિપરીત કાજ. કહે- ટેક.
કહેને આંહી રાજા રયાથી બાઈ આવ્યા ઉડી આજ. ક.
આકૃતીએ મુજસ્વામી સરીખા, બાઈ દેખાયછે વરરાજ. ક
ધીરજ મારી સર્વે ગઈછે, કાલે મારશે મુજને રાજ. ક.

**ગાંગ**-ધારો ધીર આસમે બાઈ નવ ગભરાશો મન. ધરો.
શું કરવાને સોચ કરોછો નવ હોય ભોજ રાજન, ધ.
કોઈ કાળે આંહો આવી શકે નહી રાત વિશે રાજન
ચાલોતે ચોંપ કરી પોંખવાને નહીતો ઉગશે બાઈ દન. ધ.

---

(એમ કહીને સમજાવીને વરને પોંખાવ્યો, તે વખતે ભાણુમતીનું શરીર ધરૂજી ગયું ને હાથમાંથી કંકાવટી પ- ણ ધુજી પડે છે. વેવણો ફટાણાં ગાય છે સાંમા સામી.)

---

( અમે આવ્યાંતાં રંગભેર રમવારે એરાગ )

**વરની**-આવે પોંખવા વરને જેહ રે,
મારા ભાઈની બેંયર તેહરે;
વર પોંખે જે ઉમંગ આણીરે,
તેતો થાય મારા રાજાની રાણીરે, ૧

**કંન્યાની**-વર પોંખતે જે કોઈ બોલેરે,
તેતો આવે મારા રાજના મોહોલેરે;
વર પોંખતે જે ભુંડુ ગાયરે,
તેતો થાય મારી સગી માયરે; ૨

---

( વરને ચટ લઈને પોંખીને પોતે ચાલી ગઈ ને વર માહરામાં આવ્યો ને કન્યાને પધરાવી ને ગોર કહે છે. )

## श्लोक-

## उठोबन्नेआसमे कहुंहमेफेराफरो

रीतथी, मंगळवर्तोमाह्यरेकरग्रही कहुछुंहुंकूळरीतथी ॥ पुरणपून्यपुरवतणां तेमल्यांआजेतमनेहीतथी, परणीघेरेपरवरो कहुंखरोगोरघरनोछुंतेथकी ॥ कूळमां थाशे मंगळमः

(એ રીતે પરણીને ઉઠયાં કે રાજા તથા રાણી બંને જણાં મેહેલમાં જે પરણ્યાં છે તે ઉઠીને ગયાં)

## પ્રવેશ ૨ જો

સ્થળ જળધસંધના દરબારમાં પોતાની દીકરીને વાસ્તે બનાવેલો નવો રંગ મેહેલનો ડેરો.

પાત્ર.

| | |
|---|---|
| વર, ... ... ... ... ... ... | રાજાભોજ |
| કન્યા. ... ... ... ... | જળધસંધનીકુવરી |
| ગાંગલી ... ... ... ... ... | વાંચણ. |

(વર કન્યા મેહેલમાં હાસ્યવિનોદ કરતાં કરતાં ઉંઘી જાય છે ને જ્યાં પાછલી રાત રેહે છે કે તેમને જગાડવા માટે ગાંગલી ગાયન કરે છે. સમસ્યામાં

## રાગ પ્રભાત.

**ગાં**-જાગોને મહારાજા મારા શું સુતા છો સોડ તાણીને,
જાગોને મહારાજા મહારાજા૦
રેન ગઈને સુરજ ઉગશે મુકો આલોનવી રાણીને જા. ૧
જાવું છેટે કેમ પોહોંચાશે કાપી આ ભવ પાણીને જા. ૨
જાગી જેણીમગ હુ જોવા પાસે જાણીને. જાગો૦ ૩

---

(એવું સાંભળતાંજ રાજા ભોજ ઉઠી બેઠા થયા કે પોતાનો એક રૂમાલ ત્યાં મુકયો ને પોતાના હાથે પોતાના નામની મોર સીકાની વીટી હતી તે પેલી કન્યાના હાથે ઘાલી. ને હાથમાં પોતાની નીશાનીનો ઘાવ લખીંને ઊંઘતી મુકીને નીચે ઉતરી પડયા, કે પેલી કન્યા જાગી)

---

(રાગ સીતાજીના મહીનાનો.)

**કન્યા**-તમે કયાંરે ગયા મારા નાથ મુકીને આ સમે.
દીહે સેજ સુની રૂડા રાજ મુને કહો કેમ ગમે. ૧
ઘાલી વીટીને લખીઓ ઘાવ ઉજેણીના રાજીઆ,
મુકી જાતાં અહીને હાથ લગારે ન લાજીઆ. ૨
કે શું સંતાયા છો સ્યામ જોવા પ્રીત માહરી.
કયાં ગયા કહો મારા સમ મન મારાને હરી, ૩
હતી વરેલી તમને નાથ શુંણી ખ્યાત જયારની,
પણુ ધરી નહી દાદ પ્યારીના પ્યારની. ૪
અરે આ શું થયું આ દીંન ગયા મુકી રાજવી.
મારી દુખીઆરી આ દેહ હજુ રહી દાઝવી. ૫
મુને મેળવજો ભગવાન ફરી ઉજેણીપતી,
લેજો અરજ રૂદેમાં આજ હરી મારી વતી, ૬

(એમ કહી જાય છે.)



# પ્રવેશ ૩ જો અંક ૨ જો

## સ્થળ ઉજેણી ભોજરાજાનો મેહેલ.

પત્ર.

આંબલી ... ... ... ... ... ... નું ઝાડ.
ભોજરાજા ... સુઈ રહયા છે છાતી પર લીંબુ મુકીને,
ભાનુમતી ... ... ... ... રાણી ભોજ રાજાની
ધાંચણ ... ... ... ... ... ગાંગલી.

---

" જેવી આંબલી ઉડીને આવી ઠરે છે કે રાજા ભોજ પ્રથમજ ઉતરી પોતાના મેહેલમાં જઈ પલંગમાં સુઈ રહી છાતી ઉપર લીંબુ મુકી દે છે. એટલે રાણી તથા ગાંગલી બે જણુ ત્યાં આવી ઉભાં રેહે છે. રાજાને સુતેલા જોઇને ગાંગલી કેહે છે."

---

(મેં ભરી નીંદમાં સુતી એ રાગ.)

**ગાંગલી.**--જે કેહેતા હતા બાઈ રાજા એહ,
આ લીંબુને દ્રષ્ઠ ખુવો સંદેહ;
સુતા છે સેજની માંય આનંદ ભેર,
જાણીં છું હું કરોને લીલા લેહેર. ૧

---

(એમ કહી ગાંગલી ગઈ ને રાણીએ આપેલું લીંબુ લીધું ને રાજાની સાલ ઉપાડી કે કપાળમાં પોતાનો કરેલો ચાંલો ને ચોખા ચોડેલા દીઠા તથા હાથે મીંડળ પણ દીઠું ને મોં ઉતરી ગયું)

---

(ધરસે માં કાન ખુદાકે લીયે લાયા મુજકુ)

**ભાનુંમતી.**--ઉઠો આજ મહારજ આંખ ખોલોને,

ગઈ વીતી સારી રેન આંખ ખોલોને. ૧
આજે આવ્યું મુને સ્વપ્ન એક રાતમાં,
સુણો સ્વામી કહું આજ સરવે વાતમાં. ૨
જાણે પોંખ્યા તમને દેશ કામરૂ વિશે,
મારા જાતે આજ સ્વપ્નમાં એવું દીસે. ૩
સાથે હતી પેલી નાર્ય જે ઘાંચી તણી,
જેનું ગાંગલી છે નામ જાદુ સૌ ભણી. ૪
તેણે દેખાડયો તે ઠામ મુને રાતમાં
ઉઠયા પરણી માહારાજ પરભાતમાં. ૫
પાછી તેડી મુને લાવી એ દરબારમાં,
એટલે જાગી ઉઠી સ્વામી હું સવારમાં. ૬
હશે સત્ય કે અસત્ય એ વિચારવું,
એતે સુભ કે અસુભ કેવું ધારવું. ૭
કહો ખરેખરી વાત સ્વામી માહરા,
આતે શું કહેવાય પડે ઉજાગરા. ૮
(રાજા બોલ્યા વિના ઉઠીને ચાલ્યા ગયા)

# प्रवेश ४ थो.

## સ્થળ ગાંગલીનો મેહેલ.

પાત્ર.

| | |
|---|---|
| ગાંગલી ... ... ... ... ... ... | ઘાંચણ. |
| રાજા ... ... ... ... | ભોજ. |
| મહામતી ... ... ... ... | બ્રાહ્મણી. |
| ભાનુંમતી ... ... ... | ભોજની સ્ત્રી, |
| સુંદર દાશી ... ... ... | ગાંગલીની. |

---

એક સમે ગાંગલી બેઠી છે તે પોતાની દાશીને કહે છે.

(રાગ ઓખાહરણનો)

સુણુ સુંદર આણી વાર, જા તું રાય તણે દરબાર.
રહે ને રાજાને છાની વાત હું કહું તેટલી ખ્યાત.
કહીએ ચાલો મારા રાજ આજ પડયું છે તમારૂં
તમને તેડાવ્યા છે તે ઠાંર માટે કરસ્યો ના ઝાઝીવ

'એવું સાંભળીને સુંદર દાસી ગઈ તે રાજાને તેડી આસન ઉપર બેસે છે કે ગાંગલી કહે છે.'

( સુનો તુમ યાર પરદેશી બચનકે સે નીભાવો

ગાં-કહોતે રાયજી વાણી. મુને સત્ય આજ પુછુ તે,
તમે કેમ વારતા જાણી કહોતે આજ પુછુ તે.
રાજા-કહું છું સુણને નારી તુને સત્ય, વેણુ આણે દન,
મહામતી વીપ્રની જાતી સતી થવા ગઈ સહગવાન. ૨
તેને રોકી મેં જઈ જ્યારે, કહયો મુને મર્મ ત્યારે,
બતાવ્યું નામને ઠામ સુણી તુરત હું આવ્યો હયાં. ૩

(ઓધવનંદનો છોરો તમેરો થયો જો એ રાગ.)

ગાં-જાને સુંદર તુ આણે સમે જો,
લાવ્ય તેડીને ને મહામતીને કહયુ હમ જો.
કહે જે જઈને વહેલી આવે જેમ ઘડીજો,
જાને તુ તો હવે આપણે રથે ચડી જો. જાને

(સુંદર દાશી જઈને મહામતીને તેડી આવી તેને જોઈ ને રાજા શરમાણા ને ગાંગલી કહે છે.

(રાજા હું મેં કામકા ઓર ઈંદર મેરા નામ)

આંગં-આજ ઘડી ધન માયરી તે આપ પધાર્યાં માત.

આનંદ સાગર ઉલટયોને તૂઠયો દુધે વરસાત. ૧

**મહા**-માહારાજા મુજને કહોજે, કાલે નીપની પેર;
હમો તમારી રૈયત છૈયે, મન ન રાખશો વેર. ૨

**ભોજ**-ખેલ દીઠો મેંતો ખરો સૌ, શું કહું મારે મુખ;
કટાર ખાઈને મરૂ હું. એવું પ્રગટયું દુઃખ. ૩
કરૂં શું બાંધ્યો વેણુમાં, નહી તો મારત ઠાર;
હવે સત્ય ચુકુ કદી તો પડુ નરક મોઝાર. ૪

**ગાંગ**-જા તું દાશી આ સમે, જ્યાં રાજાનો દરબાર;
ભાણુમતીને લેઈને ઝટ આવ્યને આણે ઠાર. ૫

(સુંદર દાશી ભાણુ મતીને તેડીને આવી અને ભાણુમતીને જોઈને રાજાએ આડુ જોયું કે ગાંગલી કહે છે.)

---

( સુણરે કાલે દેવરે. એ રાગ )

**ગગાં**-મહારાજા આ શું કરોછો, કપટ મન સંધાય;
રીસ રાખવી જો હતી તો, વચન દીધુ કેમ હાથ;
હસી બોલોને આ સમે નવ કરશો ક્રોધ મન માંહીં
નારી સૌ જુઠી સહી, સાચી નહી કો આંહી.

---

## છંદ છપય.

**ભોજ**-વામાનો વિસ્વાસ કરે તે મુરખ હોયે,
વામાનો વિસ્વાસ કરે તે ખર તુલ્યં સોયે;
વામાનો વિસ્વાસ કરે મરશે નર વેહેલો,
વામાનો વિસ્વાસ કરે તે મેહોટો ઘેલો.
વિસ્વાશી વામા તણો હોય નર જે સર્વદા,
ભોજ કહે છે કાશીરામ વામા દુખ દેશે સદા.
ધીક તે નરની બુદ્ધ સતી નારીને જાણે,
ધીક તે નરની બુદ્ધ નારીપર નેહજ આણે;

ધીક તે નરની બુદ્ધ ભરોંસે રહે સદાઈ,
ધીક તે નરની બુદ્ધ નારીની કરે વડાઈ;
સતીપણુ દરસાવતી મુખ નવ જોતી પારકુ,
કાશીરામ કોઈ નવ કરે ભાણુમતીના સારખુ.

(ભોજ રાજા ગુસ્સે થઈ ગાયન કરે છે.)

---

(નકર લાઝ દેવ ઈસતરાંકે કલામ)

ભોજ--હમો ચાલશું હવે દરબાર માંહીં,
સુખેથી રહોને તમે સર્વે આંહીં. ૧
નહી કાંઈ વિઘ્ન હું કરવાનો નાર્ય,
નહી સત્ય ચુકું આ ભુમી મોઝાર. ૨
હવેથી હું બોલુ નહી એની સાથ,
જાણો વિર મુજને નવ ગણવોજ નાથ. ૩

( એમ કહી રાજા ચાલતા થયા )

---

## દોહરા

ગુણીજન નાટક જોઈને, ગુણ લેશે મન માંહીં;
મુરખતો કામી થશે, મન નહીં સમજે કાંઈ.
હજુ હું કવી અજાણપણું નથી સમજતો ભેદ
કાશીરામ કહે કરગરી, મન નવ ધરશો ખેદ.
દેવરામનો દીકરો, મુળ ટેટોડુ ગામ,
પેથાપુરમાં હાલછુ મામા કેરે ધામ.
સજ્જન કવી ગુણી સર્વેને, છે મારો પ્રણામ;
કાશીરામ કરજોડી કહે બોલો જય શ્રીરામ.

**સમાપ્ત.**

# झाहेर खबर

અમારે ત્યાં ઘણી જાતનાં પુસ્તકો એટલે કાયદા ફેંસલા વારતાઓ તથા ઘણી જાતનાં ગાયનરૂપી નાટકો, મુંબાઈ તથા અમદાવાદનાં છાપેલાં સંસ્કૃત પુસ્તકો મળશે આ શિવાય નિચે લખેલે ઠેકાણેથી મળશે.

**વીરમગામ**-મુ. જોશી નરશી મુળજી તથા મુળશંકર લલુ

**વઢવાણ**-મુ. પ્રાણશંકર રામજી તથા રામા નાનજી

**લીમડી**-મુ ગાંધી પુરશોતમ કાનજી.

**મેંગણી**-મુ. કપુરચંદ ભવાન તથા જટાશંકર હીરજી તથા ગાવિંદ મુળજી.

**ભાવનગર**-મુ. અબદુલહુસન આદમજી.

**રાજકોટ**-મુ. લખમીચંદ ઉતમચંદ

**મુંબાઈ**-મુ. અમ્રતલાલ કાળીદાસ, તથા બાળકૃષ્ણ લક્ષમણ.

**પાલણપુર**-મુ. ઉજમલાલ તલકશી

**કોડીનાર**-મુ. અંબાશંકર દેવશંકર.

**જામનગર**-મુ. વલભ ધનજી.

**બુકસેલર માહાદેવ રામચંદ્ર**

ઠો. અમદાવાદ ત્રણ દરવાજા નજીક હોજની પાસે.

